# પ્લેગનો સંદેશ

યાને

# મારૂં સ્વપ્ન.

લેખક

**લક્ષ્મણ સખારામ દેવળાલીકર.**

બુધ્ધાલય, શ્રીમિત્ર, રૉયલ ઈંગ્લીશટીચર (હિંદી ભાષા)
હર્રા વિક્રમચરિત્ર, કમળા, સુશિલા, ઇ૦ ઇ૦ નો
કર્તા, માજી સબ એડીટર કચ્છકેસરી, જૈન
(મુંબઇ) એડીટર પ્રભાકર.

પ્રકાશક

**પ્રભાકર વિનાયક અને કંપની.**

કલોલ નૉરથન ગુજરાત.



શ્રી સત્યવિજય પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સાંકલચંદ હરીલાલે
છાપી પાંચકુવે નવે દરવાજે–અમદાવાદ.

બોરીસણા પ્લેગ કેમ્પ.

સંવત ૧૯૭૪. સન ૧૯૧૮.
આવૃતિ ૧ લી. પ્રત ૨૦૦૦.

કિંમત દોઢ આનો.

# અર્પણપત્રિકા.

---

તી. પરમપુજ્ય શ્રી સદ્‌ગુરૂ ભક્ત

વિનાયકરાવ સખારામ દેવળાલીકર વકીલ.

કલોલ—રાજ્ય વડોદરા.

**લજ્જા, પ્રતિષ્ઠા, અને લોકાપવાદની** બીલકુલ દરકાર નહી કરતા, અંતર બાહ્ય સંપૂર્ણ પ્રેમ, શ્રદ્ધા અને વિશ્વાસથી આપ સદા સર્વદા નિયમિત શ્રીકૃષ્ણ ભજન કરી, જીજ્ઞાસુ પાસેથી કરાવી, ભક્તિ માર્ગનો પ્રસાર કરવા નિઃસ્વાર્થ પ્રયત્ન કરો છો. અનેક ડખલ અને વિઘ્નોની સામે થઇ પ્રતિવર્ષે વખત નામ યજ્ઞ—અખંડ નામ સ્મરણ સમાહ—કરો છો, કરાવો છો. મને સુવિદ્યાથી સુસંસ્કારી કરી છેવટે આત્મોન્નતિનો અમુલ્ય રાજમાર્ગ બતાવ્યો છે. ૪૦ ૬૦ ઉપકારના સ્મરણાર્થ આ નાનકડો "સંદેશ" પ્રેમથી પુજ્ય બુદ્ધિપૂર્વક આપને અર્પણ કરૂં છું.

મુ. બોરીસણા પ્લેગ કેમ્પ તા. ૧—૧—૧૮.

આજ્ઞાંકિત સેવક.

**લક્ષ્મણ સખારામ દેવળાલીકર.**

# પ્લેગનો સંદેશ

## યાને

# મારૂં સ્વપ્ન.



રાત્રિના નવ વાગી ગયા હતા. શુકલ પક્ષ પોર્ણિમાના પૂર્ણ ચંદ્રનો શુભ્ર શિતળ પ્રકાશ આકુળ વ્યાકુળ અને ભયભિત થયેલા જન સમુહને આનંદિત અને શાંત કરતો હતો. શહેર બહાર ઉઘાડી જગોપર વાતાવરણમાંથી ફુંકાતી શિતળ પવનની થંડી મંદ મંદ લહેરો, શિયાળાની રાત્રિના પહેલા પહોરની થંડીમાં વધારો કરતી હતી. મેદાનમાં થોડા થોડા અંતરે પણ, મોટા વિસ્તારમાં બાંધેલા માંડવા અને ઝુંપડાંઓનો દેખાવ ચંદ્રના શુભ્ર પ્રકાશથી કાંઇક વિચિત્ર પણ મનોહર દેખાતો હતો. પવિત્ર આર્ય ભૂમિના અસંખ્ય માનુસો, દીર્ઘકાળથી લોહી ચુસી લેવા છતાં, તૃપ્ત નહી થનાર મહાન્ ક્રુર રાક્ષસ, પ્રત્યક્ષ યમદૂત રૂપી પ્લેગની ભીતિથી, મૃત્યુના ડરથી, ગામ અને શહેરમાં રહેવાના મકાનો છોડી, જીવનું રક્ષણ કરવા નાશી આવેલ જન સમૂહ, ઝુંપડાં અને ઝુંપડાંની બહાર, જુદા જુદા વ્યવસાયમાં ગુંથાયો હતો. ભોજન કર્યા પછી કેટલાક જાપાનીઝ જીનતાન, કલકત્તાનું તાંબુલ વિહાર, અને કલોલની રાજવંશી મસાલેદાર સોપારી યુક્ત પાન ચાવતા સગાવાહલા અને મિત્રો સાથે નકામા તડાકા મારતા

હતા. કેટલાક લહેરીલાલા માણસ જાતપર આવી પડેલ સંકટ તરફ દુર્લક્ષ કરી ઝુંપડાંની બહાર ખાટલા પર બેશી ગંજીફાના પત્તા રમતા હતા. દેશી અને વિદેશી ઔષધોની સંપૂર્ણ યોજના કરનાર નામાંકિત પદ્દવીધર ડૉકટર અને વૈદ્યોની ખંત તથા કાળજી ભરી સારવારમાં રાખ્યા, બાટલીયો ભરી ઔષધો પાયા છતા પણ પ્લેગના ઝેરી પંજામાં સપડાયલા પોતાના સગાઓના વિયોગ માટે કેટલાક દયાજનક રૂદન કરતા હતા. વહેંતનો ખાડો ભરવા, વિષારી જંતુઓથી વિષ્મય થયેલ શહેરની હવામાં આખો દિવસ પરતંત્ર રહી, યોગ્ય ફરજ બજાવ્યા છતા, શેઠ કે અમલદારને સંતોષ ન થવાથી, કેટલાક તેમની વિરૂદ્ધ ટીકાઓ કરતા હતા, અને કેટલાક તેમની પ્રસન્નતાથી ફુલાઇ જઇ પ્લેગના સંકટ સમયે પણ આનંદિત્ થતા હતા. ઝુંપડાં આગળ પડેલા ખાટલાપર કેટલાક ચતાપાટ સુઇને જમણા હાથમાં ઝાલેલી મૃત્યુલોકની રેડલેમ્પ સીગારેટની ધુણી, મોંમાથી ઉંચે ફુંકી, આકાશમાંનો ચંદ્ર અને તારાઓને તેના અપ્રતિમ સ્વાદ માટે લલચાવતા હતા. મસ્તકપર ભમતા પ્લેગના સુદર્શન ચક્રની બીલકુલ દરકાર નહીં કરતા, કેટલાક વેપારીઓ હિંમત ભર્યા ચોંકાવનાર વાયદાના વેપારના સવારે કરવાના સોદાઓની સંકલના કરતા હતા. ખુશામતખોરો અને હાજી હાજી કરનારાઓથી સદા વીટળાયેલા, દ્રવ્યની ગરમીથી ગરમ થયેલા શ્રીમંતો, એકલાજ આરામ ખુરશીપર બેશી વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ થયેલ પ્લેગની મરણ સંખ્યા ગણી કંપી ઉઠતા હતા. આગળ પાછળ સીપાઇઓ દોડાવતા, જન સમૂહની સલામપર સલામ લેતા, મૃત્યુ લોકના ગુન્હેગારને કાળાગ્રહની શિક્ષા ફરમાવનાર સત્તાધીશો, પ્લેગના સપાટાથી ડરીને સુંદર તંબુઓમાં સંતાઇ અંગ્રેજી દૈનિક વૃત પત્રો વાંચતા હતા. પ્રસિદ્ધ હેરકટીંગ સૉપમાંથી સુધરેલી હલ્થી ઢબ પ્રમાણે કપાવેલા સુંદર કાળા કેશ કલપથી છવાયલાનાનકડા

મસ્તકમાંની સ્મરણ શક્તિમાં કાયદાના મોટામોટા પુસ્તકોનો સાર ભરી રાખી, અસ્ખલિત વક્તૃત્વ શક્તિથી દુનિયાને ચોંકાવનાર વકીલો, બેસ્ટ કવાલીટીના સુંદર કિંમતી ચસ્મા નેત્ર પર ચઢાવી, હઠીલા રોગને હઠાવવા ખાત્રી ભર્યા પ્રીસ્ક્રીપશન લખનાર ડૉકટરો, સહસ્ત્ર-પુટી અભ્રક ભસ્મ બનાવનાર વૈદ્યો, અને અન્ય સર્વ કોઈ અતિ નાનકડા પ્લેગના જંતુઓથી ડરીને ઝુંપડાં, માંડવા કે બંગલાઓમાં સંતાઈ રહયા હતા. દેશભકત, રાજ્યભકત, લેખક, કવિ ઇત્યાદિ મનગમતા વિષયોની ચર્ચા કરતા હતા. ડોશા ડોશીયો તાપણીએ બેશી તાપતાં હતાં. નિર્દોષ નાનાં બાળકો શાંત નિદ્રામાં ઘોરતાં હતાં, જુવાન સ્ત્રીયો પતિશયા પાથરી વાતોડીયા અને રમતીઆળ પતિના આગ-મનની રાહ જોતી જોતી અર્ધ નિદ્રાવશ થઇ ઝોલા ખાતી હતી. પ્લેગના હળાહળ વિષારી જંતુઓના વિષને પણ અમૃત દ્રષ્ટિથી અ-મૃતમય બનાવનાર, કાળા ભયંકર પ્લેગ રાક્ષસને એક ક્ષણવારમાં છુંદી નાંખનાર, ચંદ્ર સુર્ય ઇત્યાદિ આકાશ મંડળપર સત્તા ચલાવનાર, પંચમહાભૂતોને મર્યાદામાં રાખી આધિન રાખનાર, સકળ વિશ્વના **પાલક પરમાત્માનું,** મોટા વિસ્તારમાંના ઝુંપડાંઓમાંથી ત્રણાજ થોડા માણસો સ્મરણ કરતા હતા. પ્રભુના કેટલાક ભકતો હાથમાં મંજીરા લઇ પરમાત્માના ભજનો ગાતા હતા. કેટલાક હારમોનીયમના સુર સાથે નાટકોના ગાયનો લલકારતા હતા. "બગડેલી હવામાં રહીશ તો પ્લેગ મને ખાઇ જશે" એ ધાસ્તિથી હું પણ જળાશય આગળના એક ઝુંપડામાં રહેતો હતો. મારા પાડોશીઓની ભિન્ન ભિન્ન મન ગમતી કાલક્રમણાનું નિરિક્ષણ કરતો હું ઝુંપડાની બહાર એક-લોજ ખાટલાપર પડી રહયો હતો. મારા મસ્તકમાં મરકીના અનેક વિચારો દોડા દોડ કરી રહ્યા હતા. "ડૉકટરો અને વૈદ્યોને નહીં ગાંઠનાર, કવારંટાઇન, ડીસેનફેકટ, ઇનૉકયુલેશન, ધુપ ધુમાડા,

સ્થળાંતર ઇત્યાદી કોઇ પણ ઉપાયો અને દીર્ઘ પ્રયત્નોને આધિન નહીં થનાર પ્લેગ તે કેવો રોગ હશે ? આ ભયંકર ઉપદ્રવ હિંદુસ્થાનને ક્યારે છોડશે" ? ઇત્યાદિ વિચારોથી મને નિદ્રા આવતી નહોતી. આકાશમાંના ચંદ્ર સામુ જોઇ ઘડીવાર મહાન પ્રભુની અગમ્ય શક્તિની કલ્પના કરતો કરતો, ડાબે જમણે પાસે આમતેમ ફરી નિદ્રાદેવીને આગમન કરવાનું આમંત્રણ કરતો હતો. પંજાબ મેલની ઝડપ કરતા પણ વધારે જોરમાં ચાલતા મારા મસ્તકમાંના વિચાર પ્રવાહને અટકાવી, આરામ લેવા કેટલો વખત આંખો મીચીને હું પડી રહ્યો. બાર વાગ્યાનો સમય થતા થંડીએ સર્વત્ર પોતાનું સામ્રારાજ્ય સ્થાપી દીધું મારા પગ આગળ પડેલી રૂની તળાઇ ઓઢયા પછી થોડી જ વારમાં હું નિદ્રાને સ્વાધિન થયો. દિવસે અને ઉંઘતા અગાઉ મસ્તકમાં ભમતા વિચારો સ્વપ્નામાં પણ સન્મુખ આવી ઉભા રહે છે એ નિયમાનુસાર હું સ્વપ્ન સૃષ્ટિનું અવલોકન કરવા લાગ્યો.

એક વાગ્યાના સુમારે પવન જોરથી ફુંકાયો. વૃક્ષોનાં ડાળાં એ ખડખડ અવાજ કર્યો. દોરડાથી મજબુત બાંધેલાં ઝુંપડાં હાલતાં દેખાયાં. જમીનપરની ધૂળ પવન સાથે મળી, ઉંચે ચઢી વર્ષાઋતુના આરંભમાં થતા મોટા મોટા વા વંટોળીઆ જેવા એક અતિ મોટા પવનના સપાટા સાથે, હું અધર ઉડી એક મોટા પર્વત પર જઇને પડયો. થોડીજ વારમાં પવન શાંત થયો. પર્વતપરનો ભયંકર દેખાવ અને વ્યાઘ્ર સિંહાદિ હિંસક પ્રાણીઓનો ભયંકર ધ્વનિ સાંભળતાં જ હું ભયથી થરથર કંપી ઉઠયો. બીકથી મુક્ત થવા એક ગુફામાંથી બીજી ગુફામાં નાસતાં નાસતાં આસરે અરધા કલાક પછી પર્વતપરની એક ઉઘાડી જગો પર જઇ ચઢયો. સામેની બાજુએ ઉભો કરેલો એક ભવ્ય મંડપ મારી નજરે પડયો. કલકત્તા, મુંબઇ જેવા મોટા મોટા શહેરોમાં પણ કોઇ દિવસ નહીં જોયેલ એવો તે

ભવ્ય મંડપ જોઇ હું આશ્ચર્ય ચકિત થયો. ધીમે ધીમે હું મંડપના દ્વાર પાસે ગયો તો ત્યાંનો ભયંકર દેખાવ મારી દૃષ્ટિએ પડયો. ભયંકર આકારના કાળાભોર સિપાઇઓ વિચિત્ર પોશાક પહેરી ત્યાં પહેરો ભરતા હતા. મને જોતાંજ એક સિપાઇ મોટેથ બોલ્યો " અરે મૃત્યુ લોકના માનવી તું અહીં કયાંથી આવ્યો? સિપાઇઓ આને ઉચકી પર્વતની નીચે ફેંકી દો." સિપાઇનો ભયંકર ધ્વનિ અને હુકમ સાંભળતાંજ હું ડાવરો બાવરો થઇ ગયો અને હાથ જોડી બોલ્યો "મહારાજ ક્ષમા કરો હું અહીં પવનના વંટોળીઆ સાથે તણાઇ આવ્યો છું. મને મારા ઝુંપડા તરફ નીચે પાછો મોકલશો તો આપનો અત્યંત આભારી થઇશ." થોડીવાર વિચાર કરીને સિપાઇએ જવાબ આપ્યો. " ઠીક અંદર આવ અને સામેના ખુણામાં ગોઠવેલા હથીયારોની પાછળ સંતાઇને ઉભો રહે. આજના દરબારની મઝા જોઇ પછી તારે રસ્તે ચાલ્યો જજે " સિપાઇનો પ્રતિ ઉત્તર સાંભળી હું થોડોક શાંત થયો અને મને બતાવેલા ખુણામાં ગોઠવેલા હથીયારો પાછળ સંતાઇને ઉભો રહ્યો. મંડપની અંદરની બાજુ ચિત્ર વિચિત્ર વસ્તુઓથી શણગારી હતી. મંડપના મધ્ય ભાગમાં બે ઉંચા સિંહાસનો ગોઠવ્યાં હતાં. સિંહાસનની ડાબી જમણી બાજુએ હારબંધ સુંદર ગાલીચાવાળી ખુરશીઓ ગોઠવી હતી. દરેક ખુરશીપર સોના રૂપાના છત્રો લટકતાં હતાં. સિંહાસનપરના રત્ન જડિત છત્રો તીવ્ર ગતથી ગોળ ફરતાં હતા. હું મંડપમાં દાખલ થયા પછી અરધા કલાકે ચિત્ર વિચિત્ર ભયાનક પુરૂષો આવવા લાગ્યા. થોડીજ વારમાં બે સિંહાસન સિવાયની સર્વ બેઠકો ભરાઇ ગઇ. મંડપમાં બેઠેલા વિકાળ પુરૂષોનો રંગ કાળો ભાર હતો. આર્યભૂમીના લોકોનું લોહી ચુસવાથી સર્વના મોં લાલ ચોળ દેખાતાં હતાં. કેટલાકના પગ ટુંકા હતા ત્યારે કેટલાકના હાથ લાંબા હતા. કોઇ દશ હાથ ઉંચા હતા તો કોઇ અતિ

શીંગણા પણ હતા. સર્વના પેટ મોટાં અને પાવડા જેવા દાંત હોઠની બહાર દેખાતા હતા સર્વ પુરૂષોએ શરીર પર લાલ રંગનાં વસ્ત્રો પહેર્યાં હતાં. કેટલાક ઉઘાડે મસ્તકેજ બેઠા હતા. કેટલાકે મસ્તક પર મનુષ્યની ખોપરીઓ મુકી હતી. એ વિચિત્ર દરબારીઓનો દરબાર જોઇ હું ભયથી કાંપતો હતો તોપણ હું ઘણો હસી પડયો. મહા મુશીબતે મારા હાસ્યને દબાવીને બન્ને દાંત વચ્ચે હોઠ જોરથી ઝાલી હું ગુપચુપ ઉભો રહયો. દરબાર ભરાયા પછી પ્લેગ અને તેની સ્ત્રી ગાંઠ બાઇ મંડપમાં આવી દાખલ થયાં, અને સિંહાસન પર બેઠાં. પ્લેગનું શરીર કાળું, મુખ લાલ અને જીભ છાતી પર લબડતી હતી. ગળામાં યુવાન માણસોના મસ્તકનો હાર પહેર્યો હતો. ગાંઠબાઇ પણ તેને શોભે તેવી કાળી ડાકણ જેવી લાલ મુખવાળીજ હતી. તેણે ગળામાં યુવાન સ્ત્રીયોના મસ્તકનો હાર પહેર્યો હતો. બંને સિંહાસનપર બેઠા પછી સર્વ દરબારીઓએ તેમને સાતવાર નમન કર્યું. પછી વારાંગનારાઓનો નાચ શરૂ થયો. નૃત્ય બંધ થયા પછી પ્લેગજીએ પૂછ્યું "કેમ તાપીદાસ હિંદમાં મારા સામ્રાન્યની કેવી વ્યવસ્થા ચાલે છે"? તાપીદાસ ઉભા થઇ હાથ જોડીને બોલ્યાં "કૃપા સાગર, મૃત્યલોક આપના અમલથી કચરાઇ ગયું છે. આપનું નામ સાંભળતાંજ અજ્ઞાન બાળક પણ ભયથી બેશુદ્ધ થઇ જાય છે. ગાંઠબાઇની મદદથી અત્યાર સુધી મેં અસંખ્ય માણસો અત્રે ધસડી આણ્યાં છે. આપણી એકત્ર સંહાર શક્તિ આગળ મૃત્યુલોકના સર્વ ઉપાયો નકામા થઇ પડયા છે. યુવાન સ્ત્રી પુરૂષો, જેના પર આખા કુટુંબનો આધાર હોય તેવા મુખ્ય માણસોને મેં પ્રથમ ઝડપી લીધા છે. જ્યાં પ્રવેશ કર્યો ત્યાં ઉજડ મેદાન જેવું કરી દીધું છે. આપણો અમલ ચલાવવામાં (હાથ લાંબો કરી) આ ચાંચડદાસ, મચ્છરભાઇ, ગંદકીબાઇ, દુર્ગંધબાઇ, વાગેરેએ

અમુલ્ય મદદ કરી છે માટે તેમને યોગ્ય બક્ષિસ આપી તેમની કદર કરવા વિનંતી છે." તાપીદાસ બેઠા પછી જંતુદાસ બોલ્યા "દયાનીધિ આપના કાળચક્રથી બચવા મૃત્યુલોકના માણસો શહેર છોડી ઝુંપડાંમાં ભરાઇ રહે છે, ઉઘાડી જગો પર ખુલ્લી હવામાં બાંધેલા બંગલામાં સંતાઈ જાય છે પરંતુ સાત પાતાળમાં પણ જઇને અમો માણસોના શરીરમાં પ્રવેશ કરીએ છીએ. અમોને ફેલાવવામાં ચાંચડદાસ, મચ્છરભાઇ, વીગેરે અમુલ્ય મદદ કરે છે માટે તેમને યોગ્ય ઇનામ આપવા વિનંતી છે." પછી ઉંદરજી બોલ્યા "અનાથના નાથ, અમારી એક ફર્યાદ છે કે ખરી રીતે જોતાં, આપના જંતુઓ અને જંતુયુક્ત ચાંચડનો ફેલાવો તો અમે કરીએ છીએ. આ અમારી સેવાના બદલામાં અમોને યોગ્ય ઇનામ આપવાને બદલે, ઉલટા તાથી પ્રથમ અમારૂંજ ભક્ષણ કરવામાં આવે છે આતો મોટો અન્યાય થાય છે." ઉંદરજીની ફર્યાદ સાંભળી પ્લેગજી ખડખડ હસી પડયા અને બોલ્યા "હા તમારી ફર્યાદ ખરી છે પરંતુ તમે માણસોને પ્રથમ ચેતાવી નસાડી મુકો છો માટે તમારો કચ્ચડઘાણ કાઢવાની જરૂર છે (તાપીદાસ સામુ જોઇ) તાપીદાસ ? આ હાથ પગ બાંધી આણેલા કેદીઓ કોણ છે ? તાપીદાસે ઉભા થઇ કહ્યું "મહેરબાન, આ સ્વચ્છતાબાઇ, વૅંઈટવૉશજી, ડીસેનફેકટભાઇ. ધુપ ધુમાડાદાસ દેશી વિદેશી ઓસડદાસ, નીતિબાઈ, પરોપકારજી, ઈશ્વર ભજનદાસ ઇત્યાદિ સ્ત્રી પુરૂષ કેદીઓ છે. આ ચાંડાળો મૃત્યુલોકના પક્ષમાં રહી અમોને ડખલ કરે છે. આપની મહાન સત્તાનો નાશ કરવા દીર્ઘ પ્રયત્ન કરેછે. માટે તેઓને સખ્ત શિક્ષા કરવાની જરૂ છે." તાપીદાસની ફર્યાદ સાંભળી પ્લેગજી લાલચોળ થઇ ગયા અને બોલ્યા "ચાંડાળો, સકળ વિશ્વનો સંહાર કરવાની મારી સત્તાની આડે આવનાર તમે કોણ છો ? આ મારા તીક્ષ્ણ શસ્ત્રથી તમારો સંહાર કરી નાખ

તાપીદાસ આ સર્વ કેદીઓને તોપને મોઢે ઉભા કરી મારી નાખો." એ ભયંકર શિક્ષા સાંભળી સર્વ કેદીઓ થરથર કંપવા લાગ્યા. સર્વ દરબાર ભયભિત થયો. પ્લેગજીના ક્રોધ આગળ કોઇનું કાંઇ ચાલતું ન હોવાથી સર્વ મુંગે મોઢે બેસી રહ્યા. પરંતુ એ શાંતતાનો તરતજ નાશ થયો. પર્વતના ઉંચા શિખરપર એક મોટો અવાજ થયો અને આખા પર્વતપર સહસ્ત્ર સૂર્યના એકત્ર પ્રકાશ જેવો લખલખાટ પ્રસરી ગયો. અવાજ થતાની સાથેજ મંડપમાં શ્રીકૃષ્ણ પરમાત્મા આવી દાખલ થયા અને બોલ્યા "ખબરદાર, કેદીઓને તોપને મોઢે ઉડાડી મુકનારનો આ મારા સુદર્શન ચક્રવડે નાશ કરીશ." શ્રીકૃષ્ણ પરમાત્માને જોતાંજ સર્વ ઉઠીને ઉભા થયા. પ્રભુને સિંહાસન પર બેસાડી સર્વેએ તેમનું પુજન કર્યું. સર્વ દરબારીયો એ હાથ જોડી પ્રભુની સામે ઉભા રહયા. પ્રભુએ કેદીઓને બંધન મુક્ત કરાવી, સારાં વસ્ત્રો પહેરાવ્યાં અને પોતાની જમણી બાજુએ બેસાડયા. સર્વેએ પ્રભુનું પુજન કરી આરતી કરી અને હર્ષ પુર્વક પ્રાર્થના બાદ પોતપોતાની બેઠક પર બેઠા. પ્લેગજી તરફ ક્રોધ યુક્ત નજરે જોઇ પ્રભુ બોલ્યા "પ્લેગ મૃત્યુલોકમાં તેં કાળો કેર વર્તાવ્યો છે. અસંખ્ય માણસોનું હરણ કરી યમપુરી ભરી કાઢી છે. એટલાજથી તૃપ્ત ન થતાં મારા ભકતો નો પણ સંહાર કરવા તું તૈયાર થયો માટે મારા સુદર્શન ચક્રવડે તારો પ્રાણ કેમ ન લેવો"? પ્લેગજી હાથ જોડી બોલ્યા "અનંત કોટી બ્રહ્માંડના નાયક, દયાનિધી, આપની માહા માયાએ અમોને જન્મ આપ્યો છે. કલિયુગમાં દુષ્ટોનો સંહાર કરવા અમોને ફરમાવવામાં આવેલ છે. પવિત્ર આર્ય ભૂમિના અસંખ્ય માણસોનું મેંભક્ષણ કર્યું છે એ વાત સત્ય છે. કૃપાસાગર કલિ રાજાએ મૃત્યુ લોકમાં પૂર્ણ સત્તા જમાવી છે. પુત્ર પિતાનો દ્વેષ કરે છે, સ્ત્રીઓએ પાતિવ્રત્ય ધર્મનો ત્યાગ કર્યો છે. છળ, કપટ, ઇર્ષાને મનુષ્યો પોતાનું કર્તવ્ય માને છે.

ગૌહત્યા, બાળહત્યા સ્ત્રીહત્યા ઇત્યાદિ પાપ કર્મ ઘણે સ્થળે જોવામાં આવે છે. દયાસાગર, આપનું સ્મરણુ કરનાર આપના ભક્તો ઘણુાજ થોડા છે. ઉદર ભરવા મનુષ્યો રાત્ર દિવસ અનેક જાતનાં કામ કરે છે પરતુ આપના પવિત્ર નામનું સ્મરણુ કરવા નિયમિત અડધો કલાક પણ તેમને વખત મળતો નથી. મને હાંકી કાઢવા, મારો નાશ કરવા, મૃત્યુલોકના માણસો દીર્ઘ પ્રયાસ કરી રહ્યા છે. અનેક શોધો કરી અખતરા અજમાવે છે. મારા કાળા કેરથી બચવા દોડા દોડ કરે છે. શિયાળાની થંડી, ઉનાળાનો તાપ અને ચોમાસાનો વરસાદ સહન કરી લોકો શહેર બહાર રહે છે "જીવીશું તો ફરી મેળવીશું" એવા દ્રઢ નિશ્ચયે દ્રવ્ય અને વખતનો ભોગ આપી જંગલમાં જઇ રહે છે, પરંતુ મને હાંકી કાઢવાનો, એટલુ જ નહીં પણ મારો સંહાર કરવાનો ખરો માર્ગ કોઇને સૂઝતો નથી. કૃપા સાગર આપને શરણે આવી સંકટ મુક્ત થવા કોઇ પાંચ મીનીટ પણ આપનું સ્મરણુ કરતું નથી. જ્યાં મારો પ્રવેશ થાય ત્યાં દરેક ઘરમાં પ્રભુ નામ સ્મરણુનો સવાર સાંજ ધ્વનિ નીકળે, સુંદર વાદ્યોના અવાજ સાથે દરેક જાહેર સ્થળે પ્રભુના ગુણુ ગાવામાં આવે, દયા, નીતિ, પરોપકાર અને સદાચરણુથી ચાલી આપના નામ સ્મરણુમાં પૂર્ણ વિશ્વાસ રાખે, આચાર્યો પ્રભુ ભક્તિ કરવાનો ઉપદેશ કરે, ઉપદેશકો સ્વધર્મના અમુલ્ય તત્વો સમજાવે, શ્રીમંતો ભક્તિ માર્ગનો પ્રસાર કરવા દ્રવ્ય ખર્ચે. આગેવાનો હંમેશ ઇશ્વર ભજન કરવા ભાષણો આપે, વર્તમાન પત્રકારો ભક્તિ માર્ગના લેખોથી પેપરોના કોલમ ભરી કાઢે, ઇત્યાદિ મારા સંહરના ઉપાયો મુકી લોકો ધુમાડ માં બાઝકા ભરે છે. લોકમાં દ્રઢ નિશ્ચય, શ્રદ્ધા અને વિશ્વાસ નથી. પ્રભુને શરણે જનારાનો વાળ સરખો વાંકો કરવાની કોઇમાં સત્તા નથી. મહારાજ,

મૃત્યુ લોકમાં ધર્મના ઝઘડા વધી પડયા છે. અનેક પંથનો પ્રસાર કરવામાં આવે છે. પણ લોકો સમજતા નથી કે, વિષ્ણુવોના શ્રીકૃષ્ણ, શૈવના શંકર, જૈનના તીર્થંકર, મુસલમાનોના પેગંબર, ક્રીશ્ચનોના ઇશુ ક્રાઇસ્ટ, મુર્તિપૂજકોના સાકાર, વેદાંતીઓના નિરાકાર, સર્વ આપ પોતેજ છો. આપેજ ભિન્ન ભિન્ન સ્વરૂપ ધારણ કર્યાં છે. કૃપાસાગર, અનાથનાનાથ, આપનું સર્વ વ્યાપીપણું, નહીં સમજવાથી લોકોમાં ભ્રમ ઉત્પન્ન થયો છે. પ્રભુભક્તિ કરી સંપ, નીતિ, સ્વધર્મ અને સદાચરણથી ચાલનારપર મારી સત્તા બિલકુલ ચાલતી નથી" પ્લેગ બોલી રહ્યા પછી પ્રભુએ કહ્યું, "તારી વાત ઘણે અંશે સત્ય છે. મારી માયા જગતને આડે રસ્તે દોરે છે. મારા ભકતોને મારાથી વિખુટા પાડવા પ્રયત્ન કરે છે. લોકોને અનેક ભ્રમણામાં ભમાવી તેમની વૃત્તિ અસ્થિર બનાવે છે. "ધર્મીને ઘેરધાડ" એવા કૃત્યોથી મારા પ્રત્યે અશ્રદ્ધા અને અવિશ્વાસ ઉત્પન્ન કરાવે છે. સંકટ સમયે મારી ભક્તિ કરવાના તેમની બુદ્ધિનો નાશ કરાવે છે. માયાની સામે થઇ જે દ્રઢ શ્રદ્ધા અને વિશ્વાસથી મારી ભક્તિ કરે છે, તેનું હું સદા સર્વદા રક્ષણ કરૂછું દુષ્કાળ, મરકી, ઇ.ઇ. સંકટ સમયે ઓષધોપચારાદિ માનુષિક પ્રયત્નો સાથે જે મારી ભક્તિ કરે છે, સ્વધર્મ યુક્ત શુદ્ધ આચરણથી જે ચાલે છે, દયા, ક્ષમા, શાંતી, પરોપકાર ઇત્યાદીને જે મનુષ્ય કર્તવ્ય સમજે છે, જે સદા સર્વદા મારૂં સ્મરણ કરે છે, ત્યાં તારે અને તારા સાથીઓએ પ્રવેશ કરવો નહી. અનાથ અને ગરીબોને મદદ કરી સંકટ સમયે તેમનું રક્ષણ કરનાર શ્રીમંતો, સત્તા અને અમલદારીનો સદ્ઉપયોગ કરનાર સત્તાધીશો અને અમલદારો તરફ તારે જોવું પણ નહીં. જયાં સર્વત્ર એક અવાજે મારી પ્રાર્થના કરી સર્વે મારે શરણે આવે ત્યાં એક ક્ષણ પણ તારે ઉભા રહેવું નહીં. આ મારી આજ્ઞા બરાબર પાળજે" પ્લેગને આ પ્રમાણે ફરમાવી પહેલા જેવા કરોડો સૂર્યના પ્રકાશ વચ્ચે પ્રભુ અદ્રશ્ય થઇ ગયા. જાણે કોઇએ કહ્યું તેમ

અથવા તો પ્રથમથીજ જાણી ગયો હોય તેમ, પ્લેગ મારી પાસે આવ્યો અને બોલ્યો " ઠીક તું વખતસર અહીં આવી પહોંચ્યો. જા હવે તારે સ્થળે પાછો જા.

મૃત્યુ લોકના માનવી, જા તું તારે દેશ.
કહેજે ભજવા કૃષ્ણને, મારો આ સંદેશ.
સંહાર કરવા માહરો, ભજો પ્રભુ દેશોદેશ;
ઉપાય છેલ્લો સમજીને, કહેજે આ સંદેશ.

"મારા પોતાના પગપર કુહાડી મારી, મારા સંહારનું શસ્ત્ર તને બતાવું છું કે, પ્રભુને શરણ જઇને અનંત કોટી બ્રહ્માંડ નાયકની ભકિત કરવાથી હું આર્યભૂમીને છોડી તરત ચાલ્યો જઇશ (સિપાઇ સામુ જોઇ) જા, સિપાઇ આને પર્વત નીચે ફેંકીદે." પ્લેગની આજ્ઞા થતાં તરતજ સિપાઇએ મને ઉચકી પર્વત નીચે ફેંકી દીધો. ભયથી મેં ઉંઘમાં એવી ચીસ પાડી કે, " શું છે ? શું થયું" એમ પૂછતાં પૂછતાં મારી આજુબાજુ સુતેલા માણસો મારી પાસે આવ્યા. આંખો ચોળી મેં જોયું તો હું મારા ખાટલા પર સુતેલોજ હતો.

પ્રિય વાચિનાર, તમે ગમે તે ધર્મના અનુયાયી હો, ગમે તે મુર્તિના ઉપાસક હો, પરંતુ લક્ષમાં રાખશો કે આપણે સર્વ પવિત્ર આર્યભૂમિના આર્ય પુત્રો છીએ. આપણી આર્ય ભૂમિ સાત્વિક પવિત્ર ભૂમી છે. હજારો વર્ષ થયા અસંખ્ય વિઘ્નો સામે થઇ આપણો જુનો સનાતન હિંદુ ધર્મ ટકી રહ્યો છે. આર્ય ભૂમિપરનો ઉપદ્રવ અને આર્ય પુત્રો પરનું પ્લેગનું સંકટ દુર કરવા, તેનો નાશ કરવા, પ્રભુ ભક્તિ કરવી એજ છેલ્લો ઉપાય છે. વ્યક્તિ તેટલી પ્રકૃતિ છે. આ વાદવિવાદના જમાનામાં એક બીજાના સિદ્ધાન્તો સામે અનેક પ્રકારના આધારો બતાવી ઝઘડા વધારવા કરતાં સંકટ સમયે મહાન પ્રભુની આરાધના કરવી એજ સરળ માર્ગ છે. પુનામાં મરાઠી ભાષામાં પ્રસિદ્ધ થતા " મુમુક્ષુ " નામના સપ્તાહિક વર્તમાન પત્રના ગયા વર્ષના એક અંકમાં.

## દૈવિક ચમત્કાર.

જેવી એક વાત પ્રસિદ્ધ થઇ હતી. નાંદોદ ચાંદોદ નજીક નર્મદા કિનારાપર શ્રી ગરૂડેશ્વર નામનું એક પવિત્ર પ્રખ્યાત સ્થળ છે. એ સ્થળમાં પ્રખ્યાત શ્રીમદ્‌પરમહંસ વાસુદેવાનંદ સરસ્વતિ નામના સંન્યાસિ રહેતા હતા. વાસુદેવાનંદ સરસ્વતિના નામથી ભાગ્યેજ કોઇ અજાણ્યુ હશે. એક સમયે તેઓ શ્રી માહારાષ્ટ્રના એક ગામમાં ગયા હતા. ત્યાં એવો દૈવિક ચમત્કાર થયો કે યમદુતોએ આવી તેઓ શ્રીને કહ્યું “મહારાજ આપ અત્રેથી અન્ય કોઇ સ્થળે જવાની કૃપા કરો.” વાસુદેવાનંદ સરસ્વતિએ પુછ્યું “મારે આ સ્થળ શા માટે છોડવું ?” યમદુતોએ કહ્યુ “મહારાજ અત્રે પ્લેગ સરૂ કરવો છે, માટે આપ અત્રેથી ખસી જવાની કૃપા કરો. ભૂત, ભવિષ્ય જાણનાર તેઓશ્રી ત્યાંથી થોડે દુર બીજે ગામ ગયા. તેમના ગયા પછી તરતજ ગામમાં ઉંદર પડવા લાગ્યા અને પ્લેગનો આરંભ થયો. ગામના લોકોની તેમના પ્રત્યે સંપૂર્ણ શ્રદ્ધા હોવાથી સર્વ તેમની પાસે ગયા અને પ્લેગના સંકટમાંથી બચવાનો ઉપાય બતાવવા તેઓશ્રીની પ્રાર્થના કરી.

શ્રીમદ્‌ પરમહંસ વાસુદેવાનંદસરસ્વતિએ કહ્યું “ખેતરમાં બી પેરીએ તેમ તમારા ગામમાં પ્લેગ જંતુઓ સ્થળે સ્થળે ફેલાવવામાં આવ્યા છે. આ સંકટથી મુક્ત થવા પ્રભુને શરણે જઇ, પ્રભુની પ્રાર્થના કરવી સંકટ નિવારણાર્થે હોમ, હવન, યજ્ઞ યાગાદિ ધાર્મિક કૃત્યો કરવા ”

આપણા ધર્મ શાસ્ત્રનું અવલોકન કરતા સ્પષ્ટ જણાય છે કે સંકટ સમયે માનુષિક પ્રયત્નો સાથે પ્રભુને શરણે જવાના માર્ગનો ઘણે પ્રસંગે સ્વિકાર કરવામાં આવ્યો હતો, પણ “ પોથીના રીંગણા પોથીમા ” એ ન્યાયે સાંભળે છે કોણ ?

---

## યાદ રાખજો કે બકરી કાઢતાં ઉંટ પેસે નહીં!!

### ડૉ. કૃષ્ણરાવ સખારામ દેવલાલીકર, બી. વી.

અને એ, એ, એમ, એસ કૃત ઔષધો.

બે ચાર પુસ્તકોના પાના ફેરવી અધુરા જ્ઞાનવાળા વૈદ્યો અને ડૉકટરોના ઔષધો ખાધાથી રોગ મટવાને બદલે શરીર બગડે છે એ વાત ધ્યાનમાં રાખશો. ઔષધ લેતા પહેલા તમારે જાણવું જોઇએ કે ઔષધ આપનારે વૈદકશાસ્ત્રનો કયાં અને કેટલો અભ્યાસ કર્યો છે ?!

**૧૦૦ ગોળીયો ! એક રૂપીયાનું દવાખાનું-૧૦૦ ગોળીયો !**

શક્તિની ગોળીયો ૧૦૦ નો રૂ. ૧ ધાતુ પુષ્ટતાની ગોળીયો ૧૦૦ નો રૂ. ૧. નપુસકત્વનો નાશ કરી પૂર્ણ મરદાઇ પ્રાપ્ત કરવાની ગોળીયો ૧૦૦ નો રૂ. ૧ સ્વપ્નમાં થતો ધાતુપાત અટકાવાની ગોળીયો ૧૦૦ નો રૂ. ૧ વીર્યને વધારનાર પુર્ણ તાકાદ, સૌંદર્ય અને શરીરની મજબુતાઇ કરનાર ગોળીયો ૧૦૦ ની કિં. રૂ. ૧ ખાંસીના ગોળીયો ૧૦૦ ની કિં. રૂ ૧ અવાજ સુધારનાર કંઠ સુધારક ગોળીયો ૧૦૦ ની કિં. રૂ. ૧ જુલાબની ગોળીયો ૧૦૦ ની કિં. રૂ. ૧ સર્વનું પોસ્ટ ખર્ચ જુદું.

ઈનામ ! **ઘડીયાળ મફત !** ઈનામ !

સંજીવની.

તાવ, ઉદરસ, અપચન, મરડો સાંધાનું દુખવું, માથુ દુખવું, પેટમાંનો વાયુ, કાન પાકવો, દાઢ દુખવી, દરાજ, ખસ, ખરજવું કબજીયાત વગેરે સર્વ દરદોને મટાડનાર એકજ દવા સંજીવનીની એક બાટલી પાસે રાખવાથી બીજી દવાઓ લેવાની જરૂર નથી. એક શીશી લેનારને એક **ઘડીયાળ** ઇનામ મળશે. કિં. રૂ. ૩।। પોસ્ટ ખર્ચ જુદું.

**પ્રભાકર વિનાયકની કંપની.**

કલોલ નૉર્થ ગુજરાત.

# તમારા સ્ત્રી પુત્રોને શામાટે નારાજ

# કરો છો ?

## થોડું ભાડુ ને સિદ્ધપુરની યાત્રા !

થોડે પૈસે દાગીનાની હોંશ પુરી કરવી હોય તો અમારા પીંચ-ગોલ્ડ સોનાના દાગીના વાપરો. અમારા દાગીના સુંદર ઘાટના, ટકાઉ અને તદ્દન ખરા જેવાંજ છે. પીંચગોલ્ડના છે એમ સોની પણ ઓળખીશકતો નથી. એક વખત મગાવી ખાત્રી કરો. ટુંકામાં આ દાગીના એવાતો સુંદર છે કે એક વખત વાપર્યા પછી ખરા સોનાના દાગીના વાપરવાની ઇચ્છાજ થતી નથી.

**મોહનમાળા, હીરાકંઠી, ચંદ્રહાર,** દરેક નંગ એકની કિં. રૂ ૩ બાળકો માટે સુંદર બંગડી જોડ, નકશીવાળી, પેચવાળી, અને સાદી કિં૦ રૂ. ૩, ૩ા, ૪. જેટલો ગોળ નાખીએ તેટલો શીરો ગળ્યો થશે. **ખમીસના બટન** આદનો સટ એક કિં. રૂ ૨. **હાથના ફુલ, કોણીનું કડુ, સુંદર એરીંગ જોડ,** દરેકની કિમત રૂ ૨. ફેન્સી મનપસંદ **વીંટી** કિંમત રૂ ૧ાા. **રાયણમાળા, મગમાળા, જવમાળા** દરેકની કિંમત રૂ ૩ રૂપાના પગમાંના સાંકળાં જોડીની કિં. રૂ ૮, ૯, ૧૦, ઘડીયાળનો છેડો રૂ ૧ાા કેડનો કંદોરો રૂ ૩ મોતીની કાનની વાળી રૂ ૨. ડુશીપાટીયા રૂ. ૮. ઇત્યાદી સર્વ પ્રકારના દાગીના મળશે. પોસ્ટ ખર્ચ જુદુ પડશે. સર્વ માલ મળવાનું ઠેકાણું.

**પ્રભાકર વિનાયકની કંપની.**

**કલોલ—નાર્થ ગુજરાત.**